# દીવાળી પર્વ
## અને
# આપણું કર્ત્તવ્ય

એક જાહેર પ્રવચન





પ્રવચનકાર

પૂ. મુનિરાજ શ્રી
કનકવિજયજી મહારાજ
માંગરોલ મૅન્શન
બોરાબજાર, કોટ, મુંબઈ.

# દીવાલીપર્વ
# અને આપણું કર્ત્તવ્ય

—: એક જાહેર પ્રવચન :—

: પ્રવચનકાર :


પૂ. પરમ શાસનપ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ
શ્રીમદ્ વિજયરામચન્દ્રસૂરીશ્વરજી મહારાજાના શિષ્યરત્ન
પૂ. મુનિરાજ શ્રી કનકવિજયજી મહારાજ



: પ્રકાશક :

માંગરોલનિવાસી શેઠ લાલજી કેશવજી ચીનાઈ
૧૭ મનોરદાસ સ્ટ્રીટ, કોટ—મુંબઈ

વીર સંવત — ૨૪૬૬
વિક્રમ સં. — ૧૯૯૬

*Printed at The Virvijaya Printing Press, Ratanpole,*
*Ahmedabdd by Kesharlal Sankalchand Shah.*

# પ્રકાશકનું નિવેદન

મુંબઈમાં વસતા જૈનોના પરમ ભાગ્યોદયે, પૂ૦ પરમ શાસન-પ્રભાવક, વ્યાખ્યાનવાચસ્પતિ, આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજાના વિદ્વાન શિષ્યરત્ન પૂ. મુનિરાજ શ્રી **કનકવિજયજી** મહારાજ આદિ વિ. સં. ૧૯૯૫ના ચાતુર્માસ નિમિત્તે લાલબાગ (ભૂલેશ્વર) જૈન ઉપાશ્રયમાં પધારતાં, તેઓશ્રીના પ્રતાપે અનેક આત્માઓને ધર્મપ્રાપ્તિ અને ધર્મસ્થિરતા આદિનો લાભ થયો છે. બાલવયે દીક્ષિત બનેલા અને સદ્ગુરૂની નિશ્રામાં રહી સુંદર બોધને પામેલા આ મુનિરાજ પ્રતિ જૈનોનું ખૂબ જ ધાર્મિક આકર્ષણ થવા પામ્યું છે. તેઓશ્રીનાં મુંબઈમાં અનેક જાહેર વ્યાખ્યાનો પણ થયાં છે.

મુંબઈ–કોટના સકલ સંઘ તરફથી વિ. સં. ૧૯૯૫ના આસો વદ ૯ : રવિવાર : તા. ૫-૧૧–૩૯ના રોજ, બપોરના સ્ટા. ટા. ૨–૩૦ થી ૪–૦ લગભગમાં, બોરા બજારના નાકે આવેલા 'માંગરોલ મૅન્શન'ના વિશાળ હૉલમાં, 'દીવાલીપર્વ અને આપણું કર્તવ્ય' એ વિષય ઉપર અપાએલા તેઓશ્રીના પ્રવચનનું આ સારભૂત ટુંક અવતરણ છે. જનતાને ઘણું જ ઉપયોગી અને ઉપકારક થશે, એમ લાગવાથી અમે આ અવતરણને પુસ્તિકા રૂપે છપાવી પ્રગટ કર્યું છે.

નિયત સમયે ને સ્થલે પધારવા માટે શ્રી કોટ સકલ સંઘના ટ્રસ્ટીઓ શેઠ દેવચંદ કલ્યાણજી, શેઠ પ્રેમજી નાગરદાસ અને શેઠ અમથાલાલ નગીનદાસની સહીથી હેન્ડબીલો છપાવી જાહેરાત થઈ હતી. પરિણામે જૈન–જૈનેતર ભાઇ-બેનોની મોટી મેદની માંગરોલ મેન્શનના હૉલમાં જમા થઇ હતી. લગભગ દોઢ કલાક પૂ. મુનિરાજશ્રીનું એકધારૂં પ્રવચન ચાલ્યું હતું અને શ્રોતાઓની ભારે પ્રશંસા પામ્યું હતું.

# દીવાલીપર્વ

## અને આપણું કર્ત્તવ્ય

### જૈનસમાજનો અંગત સમ્બન્ધ

આજના આ વ્યાખ્યાન માટેની ગોઠવણ કરનારાઓએ "**દીવાલીપર્વ અને આપણું કર્ત્તવ્ય**" એ વિષય નક્કી કરીને જાહેર પણ કરી દીધો છે. દીવાલીપર્વના કર્ત્તવ્ય સમ્બન્ધમાં વિચાર કરતાં પહેલાં, આપણે દીવાલીપર્વની ઉત્પત્તિ શાથી થઈ અને આ પર્વદિવસોની મહત્તા શી છે ?—એ વિષે વિચારી લઈએ. દીવાલીના દિવસોને પર્વદિવસો તરીકે માત્ર જૈનસમાજ જ માને છે અને ઉજવે છે એમ નથી. સારો ય હિન્દુસમાજ આ પર્વને માને છે અને ઉજવે છે. આમ છતાં, ઉભયની માન્યતા અને ઉજવણીને અંગે અસામાન્ય તફાવત છે. ઇતરો આ પર્વને ગમે તેવું માનતા હોય અને ગમે તે પ્રકારે ઉજવતા હોય : આપણને એની સાથે સીધો સંબંધ નથી. આપણો સમ્બન્ધ તો અનોખો છે. જૈનસમાજને દીવાલીપર્વની સાથે ખાસ અંગત સંબંધ છે.

આ અવસર્પિણી કાળના ચરમ તીર્થપતિ અને વર્તમાન શ્રી જૈનશાસનના સંસ્થાપક ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ, આ દિવસોમાં, અપાપાનગરીના ઉદ્યાનમાં સોલ પ્રહર પર્યન્તની અન્તિમ દેશના આપી હતી અને તે પછી એ તારક શ્રી નિર્વાણ-પદને-મોક્ષપદને પામ્યા હતા. સોલ પ્રહર જેટલા દીર્ઘકાળ પર્યન્તની, ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ આપેલી એ અન્તિમ દેશનાને અંગે, અજ્ઞાનતા આદિના કારણે એવો વસવસો ઉત્પન્ન થવો એ અસંભવિત નથી કે–

“ એટલા લાંબા કાળ સુધી, સાંભળનારાઓ શી રીતિએ ધીરતા પૂર્વક બેસી રહ્યા હશે ?”

પરન્તુ સુજ્ઞાત આત્માઓને મન આવા પ્રશ્નનું નિરાકરણ અતિશય સુલભ છે. અનન્ત ઉપકારી શ્રી તીર્થંકરદેવો અચિન્ત્ય પુણ્યના માલીક હોય છે અને એવા અચિન્ત્ય પુણ્યના માલીકની તેવા પ્રકારની અનુપમ લોકોત્તર અતિશાયી સ્થિતિને અંગે કાંઈ જ આશ્ચર્યજનક હોતું નથી. ‘ સાંભળનારાઓની લાંબા સમય સુધીની સ્થિરતા અને ધીરતા કેમ સંભવે ?’–એવી શંકા જેઓના અન્તરમાં ઉદ્ભવતી હોય, તેઓએ, ખાસ કરીને ભગવાનની વાણીના અતિશયોને વિચારવા જોઈએ. ભગવાનની વાણીના અતિશયોને જે જાણે અને માને, તેને આ જાતિની એ પરમ પુણ્યશાલી આત્માઓની અપૂર્વ સ્થિતિને અંગે શંકા ઉદ્ભવે, એ શકય જ નથી.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોની દેશના, એટલે એક અનુપમ પ્રકારનું સમતાલ–લય–આરોહ–અવરોહપૂર્વકનું ઉંચામાં ઉંચું [illegible]

હોય છે કે—એ સંગીતને ગાનારા સંગીતશાસ્ત્રિઓ, તેના જાણકારો અને તેમાં રસ લેનારાઓને જ ખીંચી શકે છે : જ્યારે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની દેશનાનું સંગીત માલકોશ રાગમાં ચાલુ હોય છે, ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો સૂર અત્યંત મધુર હોય છે અને દેવતાઓ તેમાં દુંદુભિનો સૂર પૂરે છે, એટલે ભગવાન શ્રી જિનેશ્વરદેવોની દેશના સર્વ કોઈ યોગ્ય આત્માઓને કલાકોના કલાકો સુધી ખીંચી શકે છે.

આજે પણ આપણે નજરે જોઇએ છીએ અને સાંભલીયે છીએ કે—સારા ગવૈયાઓ કલાકોના કલાકો સુધી સાંભલનારાઓને બેસાડી શકે છે, તો પછી ભગવાન શ્રી જિનેશ્વરદેવોની દેશના માટે તો પૂછવું જ શું ?

શ્રી જિનેશ્વરદેવોની દેશનાની એ પણ એક વિશિષ્ટતા છે કે—એ દેશનાને સાંભલનારા સૌને એમ જ લાગ્યા કરે છે કે—'ભગવાન મને જ કહી રહ્યા છે.' સૌ પોતપોતાની ભાષામાં સમજી શકે અને બધાના સંદેહ એક સાથે છેદાય.

આવા પ્રકારના અતિશયસંપન્ન તે તારકોની દેશનાને સાંભલનારાઓ સોલ પ્રહર જેટલો કાળ પણ બેસી રહે, એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? આમ છતાં, ભગવાનની વાણીના અતિશયોને જે જાણતા ન હોય અને માનતા ન હોય, તેવા બિચારા આત્માઓને પુણ્યશાલી આત્માઓની આવી અનુપમ પુણ્ય સ્થિતિને અંગે પણ મુંઝવણ થાય, એમાં આશ્ચર્ય નથી.

ભગવાન શ્રી જિનેશ્વરદેવોનું ધર્મદેશના માટેનું સ્થલ પણ એવું હોય છે કે—ત્યાં ચંચલ જીવો પણ સ્વાભાવિક રીતિએ સ્થિર થઈ જાય છે, અધીર આત્માઓ તે સ્થાનના વાતાવરણના પ્રતાપે ધીર

બની જાય છે અને સ્વાભાવિક વૈરવૃત્તિ પણ એ સ્થાનમાં ભૂલાઇ જાય છે. આ બધી વસ્તુઓનો શ્રદ્ધાપૂર્વકનો વિચાર સોલ પ્રહરની શ્રોતાઓની સ્થિરતા વિષેના સંશયને સહજમાં ટાળી શકે છે.

મૂળ વાત તો એ છે કે–પોતાના નિર્વાણકાલને નજદિકમાં જાણીને, નિષ્કારણ જગદ્બંધુ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ આ દિવસોમાં સોલ પ્રહરની અવિરત દેશના આપી છે અને એ કારણે જૈનસમાજનો આ પર્વની સાથે અંગત સંબંધ છે. એટલા જ માટે, આ દિવસોને જૈનો મહાપર્વના દિવસો તરીકે માને છે.

## દીપાવલીપર્વની ઉત્પત્તિ અને ઉજવણી

**સામાન્ય રીતિએ** પર્વના દિવસો માનવસમાજને ઉલ્લાસ અને ઉત્સાહ આપનારા હોય છે : કારણ કે–ઇતર દિવસો કરતાં વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ સર્જવાની શક્તિ પર્વદિવસોમાં રહેલી હોય છે.

ઇતર હિન્દુસમાજ, દીવાલીના દિવસોને અમૂક રીતિએ ઉજવે છે. સામાન્ય હિન્દુસમાજનો વર્ષભરનો ઉત્સાહ, આનન્દ, ઉલ્લાસ આ દીવાલીના ટાંકણે અનેક રીતિએ મૂર્ત સ્વરુપ ધારણ કરે છે. વિક્રમ વર્ષના અન્તિમ દિવસોને, હિંદુ સમાજ પોતપોતાની રૂઢિ મુજબ શારદાપૂજન, ધનપૂજન અને દીપમાલનું પૂજન વિગેરે કરીને ઉજવે છે.

જગતના અન્ય સમાજો કરતાંયે, જૈનસમાજને એ પર્વની પૂજા અનોખી રીતિએ કરવાની રહે છે.

આજથી લગભગ ૨૪૬૫ વર્ષ પૂર્વે ભગવાન શ્રી મહાવીર પરમાત્માનું નિર્વાણ થયું. એ ભાવદીપક બુઝાતાં વિશ્વમાં ગાઢ અન્ધકારનું સામ્રાજ્ય પથરાઈ ગયું. તે વેલાએ અઢાર દેશના રાજાઓ ભગવાન્ શ્રી મહાવીર પરમાત્માની સેવામાં હાજર હતા; તેઓએ એ ભાવદીપકની યાદને ચિરંજીવ બનાવવા માટે, ત્યાં અપાપાનગરીમાં દ્રવ્યદીપકો પ્રકટાવ્યા અને તે દિવસથી આસો વદ અમાવાસ્યાની રાત્રિ દીપાવલીની રાત્રિ તરીકે મશહૂર થઈ.

આજના દીવાલીપર્વની ઉત્પત્તિનો ઈતિહાસ આ મુજબનો છે. એની ઉજવણી પણ, આ મહાપર્વના એ ભૂતકાલીન ઇતિહાસને છાજતી રીતિએ જ આપણે કરવાની હોય.

પણ આપણી–જૈનસમાજની કમનશિબી તો એ છે કે–આપણે આજે એ દિવસોને ઊજવીએ છીએ જરૂર, પણ આપણે એ દિવસોના પ્રાણને–મૂલ ઉદ્દેશને દિન–પ્રતિદિન લગભગ ભૂલતા જઈએ છીએ. પ્રાણ વિનાના ખોખાની જેમ મૂલ ઉદ્દેશને વિસારે પાડીને, એ દિવસોની પૂજા આપણા હાથે આજે પ્રાયઃ થઈ રહી છે. એથી જ એ પૂજા જોઇએ તેવું ગૌરવ આપી શકતી નથી. એ જ કારણ છે કે–આવા દિવસોમાં શાન્તિ મલવાને બદલે, કેવલ અશાન્તિ પ્રાપ્ત થાય છે. ધાંધલ અને બાહ્ય પ્રવૃત્તિઓ ઘટવાને બદલે વધતી જ રહે છે.

વાસ્તવિક વાત તો એ છે કે–પ્રાયઃ આપણે આપણા પર્વદિવસોને ઓલખતાં શીખ્યા નથી અને ઓલખવાની જોઈતી દરકારથી પણ આપણે વંચિત પ્રાયઃ છીએ.

આપણે યાદ રાખવું જોઇએ કે-આપણા પર્વદિવસો એટલે તો વધુ સંયમી, વધુ સદાચારી અને વધુ ગુણગ્રાહી બનવા માટેની ઉપસ્થિત થયેલી અનુપમ તકો. આ તકોને આપણે એવું જ ફલ પામીને સાર્થક બનાવવી જોઇએ.

આજે દીપોત્સવી પર્વને અંગે, મૂખ્યત્વે, શારદાપૂજન, લક્ષ્મીપૂજન અને દીપપૂજન એ ત્રણ કાર્યો થતાં જોવાય છે. આપણે એ ત્રણ કાર્યોને જ લક્ષ્યમાં રાખીને, શ્રી જૈનશાસનની દૃષ્ટિએ એ ત્રણ કાર્યો કરવાં હોય, તો કેવી રીતિએ કરવાં જોઈએ, એ વિચારવું છે. દીવાલીપર્વ નજદિક આવ્યું છે, એટલે આપણી જાતને ગૌરવ આપતી, આપણને છાજતી રીતિએ આપણે આપણા આંગણે આવી ઉભેલા દીવાલીપર્વને ઉજવવા તૈયાર રહેવું જોઈએ.

## શારદાપૂજન

**એ ધ્યાનમાં રાખી લેવું જોઇએ** કે-જૈન સમાજનું શારદાપૂજન એટલે કેવળ ચોપડાનું પૂજન ન હોય. શારદાપૂજન જૈનસમાજને માટે તો સાચું સમ્યગ્જ્ઞાનનું પૂજન હોવું જોઈએ. સમ્યગ્જ્ઞાનની પૂજાના અવસરે જૈનસમાજ પોતાની ભૂતકાલની શ્રુતપૂજાની પ્રવૃત્તિઓનું સરવૈયું કાઢે, નફો-નુકશાન જૂએ અને આગામી વર્ષ માટે શ્રુતજ્ઞાનની પૂજાની તૈયારીઓ તે દિવસથી શરૂ કરે-શરૂ કરવાનો મક્કમ મને નિરધાર કરે. ચોપડાનું પૂજન કરનારાઓએ પણ, પોતાના ચોપડા અનીતિના રંગે રંગાએલા ન બને, પોતાની વ્યવહારિક પ્રવૃત્તિઓ પણ આત્મધર્મની ઘાતક ન નિવડે અને એ ચોપડો

પણ, મળેલી સામગ્રી પુણ્યાનુબંધી પુણ્ય યોગે મળેલી હોવાનો પોકાર કરી ઉઠે, એ જ ભાવનાએ—એ જ દૃષ્ટિએ ચોપડાપૂજન કરવાનું હોય. દેવી શારદાના પૂજનના નામે દેવી શારદાની અપભ્રાજના ન થાય, તેની પૂરી કાળજી હોવી ઘટે.

## સાચું લક્ષ્મીપૂજન

**આત્માની ગુણલક્ષ્મીની પૂજા, એ જ** જૈન સમાજને માટે વાસ્તવિક કોટિની ધનપૂજા છે. ખરૂં ધન સંસારનો છેદ કરનાર ધર્મ જ છે. આ દીપાવલી પર્વની ઉત્પત્તિ જે તારકના નિર્વાણ–કલ્યાણકને આભારી છે; તે દેવાધિદેવ, ચરમ તીર્થપતિ ભગવાન શ્રી મહાવીર પરમાત્માની છેલ્લી સોલ પ્રહરની ધર્મદેશનાના સાર રૂપે પણ ફરમાવવામાં આવ્યું છે કે–

"पुमर्था इह चत्वारः, कामार्थौ तत्र जन्मिनाम् ।
अर्थभूतौ नामधेया–दनर्थौ परमार्थतः ॥ १ ॥"

જો કે–પુરૂષાર્થ તરીકે સંબોધાતા પુરૂષાર્થો તો આ જગતમાં ચાર છે, પણ તે ચારે ય પુરૂષાર્થોમાં કામ અને અર્થ એ બે પુરૂષાર્થો તો નામથી જ પુરૂષાર્થ છે : પરમાર્થથી તો તે બન્ને ય અનર્થભૂત છે.

એ અનર્થભૂત અર્થ ને કામની વાંચ્છનાઓ ને ઝંખનાઓ, એ દીવાલીપર્વના દિવસોને ઓલખીને, તેને વાસ્તવિક રીતિએ ઉજવવા ઇચ્છતો જૈન કયી રીતિએ રાખી શકે? નાણાંને ધોવાની કે પખાલવાની મૂર્ખ પ્રવૃત્તિઓમાં એ માને જ કેમ? ધનને

ધોવાથી ધન પાસે નહિ આવે. ધનની એ લોલુપતા તો ભવિષ્યની દરિદ્રતાનું અને દુઃખમયતાનું કારણ બનશે. અર્થ અને કામની લોલુપતા આત્માને બાહ્ય કે આભ્યન્તર, કોઈ પણ રીતિએ સમૃદ્ધ બનાવવાને સમર્થ નથી. બાહ્ય સમૃદ્ધિ અને આભ્યન્તર સમૃદ્ધિ પ્રાપ્ત કરવાનો જો કોઈ પણ ઉપાય હોય, તો તે એક ધર્મ જ છે. મોક્ષપુરૂષાર્થની આરાધનાને લક્ષ્યગત કરીને, શ્રી જિનેશ્વરદેવોએ ફરમાવેલો ધર્મ આરાધાય, તો એ ઉત્તમમાં ઉત્તમ કોટિની બાહ્ય અને આભ્યન્તર સમૃદ્ધિ પ્રાપ્ત કરાવવાને સમર્થ છે. આભ્યન્તર સમૃદ્ધિમાં ઉણપ હોય ત્યાં સુધી ઉત્તમ પ્રકારની બાહ્ય સમૃદ્ધિ પણ પમાડે અને અન્તે સંપૂર્ણ આભ્યન્તર સમૃદ્ધિ પમાડે, એ તાકાત કોઈમાં હોય, તો તે એક મોક્ષના હેતુથી સેવાએલા સદ્ધર્મમાં જ છે.

મોક્ષપુરૂષાર્થની આરાધનાને લક્ષ્યગત કરીને આચરાતો ધર્મ, જ્યાં સુધી સંપૂર્ણ મુક્તદશા ન પમાય, ત્યાં સુધી દરેક પ્રકારની સંસારની અનુકૂલતાઓ પણ વિના માગ્યે કરી આપે છે: એટલે સાચે જ, વીતરાગધર્મની આરાધના કરનારા આત્માઓ, દુન્યવી અનુકૂલ સામગ્રીઓને પણ વિના લાયલેપાએ મેલવી શકે છે, વિના ઉન્માદે ભોગવી શકે છે અને મુંઝવણ વિના એનો ઘડીના છઠ્ઠા ભાગમાં ત્યાગ પણ કરી શકે છે.

આજે ભોગસામગ્રીને મેલવતાં જે ચિંતાઓ આદિ થાય છે, મેળવ્યા પછી પણ એને સાચવવા માટેના જે લાયલેપાઓ દેખાય છે અને સાચવવા માટેની અનેકવિધ પ્રવૃત્તિઓ હોવા છતાંયે તે ચાલી જતાં જે ગાંડપણ ઠામ ઠામ દેખાઈ રહ્યું છે, એ સઘળું આશંસાપૂર્વકની પૂર્વે કરેલી ધર્મની આરાધનાનું પ્રાયઃ અનિષ્ટ પરિણામ છે.

આથી જ પરમજ્ઞાની પુરૂષો ફરમાવે છે કે–નિરાશંસભાવે ધર્મ કરો. એ રીતિએ ધર્મ કરવાના યોગે બંધાયેલા પુણ્યથી પ્રાપ્ત થએલા શબ્દાદિ ઉપભોગો આપમેલે આપણી અનુકૂલતાને સાચવે છે. એના ભોગવટામાં આત્મા પોતાપણાને કાયમ રાખી શકે છે. જ્યારે તેનો ભોગવટો થતો હોય છે, ત્યારે તેને ભોગવનારો આત્મા પ્રાયઃ મુંઝાતો પણ નથી. એ મુજબ સામાન્ય રીતિએ વિરક્તભાવે પુણ્યસામગ્રીઓને ભોગવતો તે આત્મા, પૂર્વના પાપપરમાણુઓના સંચયને સહેજે શિથિલ બનાવે છે અને ક્રમશઃ પોતાની મુક્તદશાની નજદિક આવે છે.

જ્યારે, આશંસાભાવ પૂર્વકની ધર્મની આરાધનાના યોગે એથી વિપરીત પરિણામ આવે છે. આશંસાપૂર્વક પણ આચરેલા ધર્મથી દુન્યવી સામગ્રીઓ નહિ પ્રાપ્ત થાય એમ નહિ : પરન્તુ એમ ધર્મને ગૌણ રાખીને કેવલ દુન્યવી ભોગોને ખાતર ધર્મને સાચવનારાઓ, એ ભોગસામગ્રીઓને મેલવવા છતાંયે, સુખપૂર્વક એના સાચા માલીક બનીને ભોગવી શકતા નથી.

દુન્યવી સુન્દર સામગ્રી મેલવવામાં જેમ તેવા પ્રકારનું પુણ્ય જોઈએ છે, તેમ તે દુન્યવી સુન્દર સામગ્રીને ભોગવવામાં પણ જરૂર પુણ્ય જોઈએ છે. નહિતર એ ભોગોને મેલવનારા પણ આખો દિવસ એના એ જ લાયલેપામાં જ જીવન પૂરૂં કરે છે. રાતદિવસ ચિંતામાં ને મુંઝવણમાં જ એવાઓ પોતાનું જીવન પસાર કરે છે. ઘાંચીની ઘાણીના બેલના જેવી જ લગભગ એ આત્માઓની દશા હોય છે. પાઈની પેદાશ નહિ અને ક્ષણની ફુરસદ નહિ, તેવા જ પ્રકારની મુંઝવણ ભરેલી દશામાં જ એવાઓનું જીવન પસાર

થાય છે. એવાઓને ન દેવ સૂઝે કે ન ગુરૂ સૂઝે : અને ન સૂઝે દેવનાં વચનો કે ન સૂઝે ગુરૂનાં વચનો ! નિરંતર એવાઓના હૈયામાં આર્ત્ત અને રૌદ્ર ધ્યાનની ભટ્ટી સલગતી જ હોય.

આ વસ્તુ આજે નવી નથી. આજના શેઠીયા ગણાતા ઘણાઓની આવી દયનીય દશા આપણે જોઇએ છીએ. એવાઓને ન ઘરમાં સુખ કે ન બજારમાં સુખ. બજારમાં પણ ઠેકાણું ક્યાં ? ઘડીમાં બજાર ઉંચો અને ઘડીમાં બજાર નીચો. બજારના ફેરફાર સાથે હૈયામાં પણ નવા નવા ઉત્પાત જન્મ્યા જ કરે. ગઈકાલ સુધી અનેકોની સલામ ઝીલનારાઓ—બજારને રમાડનારાઓ આજે એવી સ્થિતિમાં મૂકાઈ જાય છે કે—આબરૂ કેમ સાચવવી તેની ય મુંઝવણ.

આ પુણ્યશાલીયો(?)ના વ્યાપાર—ધંધામાં ય શાન્તિ ક્યાં છે ? કારણ કે—એ બિચારા પુણ્યને ભોગવતા નથી, પણ પુણ્ય તેમને ભોગવે છે. પુણ્યથી મળેલી સામગ્રીઓ તેમની મિત્ર બનીને રહેલી નથી, પણ તેમને માટે તો તે સામગ્રીઓ દુશ્મનની જેમ મારનારી અને લૂંટનારી બનેલી જણાય છે.

અર્થ અને કામ પણ ધર્મ વિના મલતા નથી. શુભ પુણ્યનો બંધ થાય ત્યારે દુનિયાના પદાર્થોની અનુકૂલતા મલે છે અને પુણ્યનો બંધ પણ ધર્મની આરાધનાના યોગે જ છે. વાત એ છે કે—કેવલ મોક્ષની પ્રાપ્તિ માટેની ધર્મની આરાધના કરતાં કરતાં કદાચ પુણ્યનો બંધ થાય, તો પણ તે બંધ આત્માને મુંઝવનારો નિવડતો નથી, પણ એ ઉત્તમ સામગ્રી પમાડે છે અને ઉત્તમ કોટિની ભોગસામગ્રી વચ્ચે પણ તે પુણ્યાત્માની વિરક્તિ દિન—પ્રતિદિન સતેજ બનતી

જાય છે. એ સામગ્રી એને આભ્યન્તર સમૃદ્ધિ પ્રગટાવવામાં બાધક નહિ પણ સાધક નિવડે છે.

એટલા જ માટે સાચું લક્ષ્મીપૂજન એટલે આત્માના ધર્મધનનું પૂજન ગણી શકાય. તે સિવાયનું, ધર્મવિમુખ આત્માઓનું કેવળ પૈસાને દૂધથી ધાવા રૂપ ધનપૂજન, એ તો ખરેખર રીતિએ, અજ્ઞાનતાના યોગે પુણ્યધનની મશ્કરી રૂપ બને છે.

## સ્વાર્થ, અજ્ઞાનતા અને અનીતિની અચના

**આજે ચોપડાપૂજનને નામે અને ધનપૂજનને નામે,** જૈનસમાજમાં પણ જે અમૂક અમૂક અનિચ્છનીય પ્રવૃત્તિઓ ચાલી રહી છે, તેનો વિચાર કરતાં ખૂબ જ દયા ઉપજે તેમ છે. વર્તમાન કાલમાં દીપાવલીના દિવસોમાં કરવામાં આવતું શારદાપૂજન, લક્ષ્મીપૂજન અને દીપમાલનું પૂજન, એ નથી વસ્તુત: જ્ઞાનનું–શ્રુતજ્ઞાનનું પૂજન, નથી આત્મગુણો રૂપ લક્ષ્મીનું પૂજન કે નથી ભાવદીપકનું પૂજન. ભાવદીપકના પૂજનનો સાચો ખ્યાલ નથી, ત્યાં સાચું શ્રુતપૂજન કે સાચું આત્મલક્ષ્મીપૂજન સંભવિત જ નથી. આજના શારદાપૂજનમાં, લક્ષ્મીપૂજનમાં અને દીપમાલના પૂજનમાં કેવળ અર્થ અને કામની ઉપાસના જ નજરે પડે છે. દીવાલીના નામે આજે તો આત્માની મેલાશ પૂજાઈ રહી હોય એમ લાગે છે. દીવાલી નિમિત્તે સદ્‌ગુણોનો વિકાસ થવાને બદલે દુર્ગુણોનો વિકાસ થતો હોય એમ લાગે છે. દુન્યવી સુખની લાલસા અને એ માટે અનીતિ આદિનાં કારમાં પાપો જ જાણે પૂજાપાત્ર બન્યાં હોય, એવું આજની પરિસ્થિતિ ભાન ઉપજાવે છે.

અનીતિભર્યા હૈયાથી, કેવળ દુન્યવી પદાર્થોની લાલસાની ભાવનાથી, ચોપડામાં શ્રી ધનાજી અને શ્રી શાલિભદ્રજી જેવા પુણ્યાનુબંધી પુણ્યના સ્વામી, પરમ વિરક્ત અને ઉત્કટ ત્યાગી પુરૂષોનાં નામો લખીને, આપણે અજ્ઞાનતા યા મોહાન્ધતાના યોગે, શું તે મહાન વિભૂતિઓની આશાતના નથી કરી રહ્યા કે?

## શ્રી ધન્ના–શાલીભદ્રજીની યાદગીરી શા સારૂ?

**નૂતન વર્ષમાં** સુખ, સમૃદ્ધિ, સાહ્યબી અને સૌભાગ્ય તેમજ બલ વિગેરે મળે, એ હેતુથી–ચોપડામાં માંગલિક શરૂઆત કરવામાં આવે છે કે–"શ્રી ધન્ના–શાલિભદ્રજીની ઋદ્ધિ હોજો, શ્રી બાહુબલીનું બલ હોજો, શ્રી અભયકુમાર મંત્રીશ્વરની બુદ્ધિ હોજો અને શ્રી કયવન્ના શેઠનું સૌભાગ્ય હોજો." વિગેરે, વિગેરે.

શારદાપૂજનની અને લક્ષ્મીપૂજનની વેલાએ, શ્રી ધન્ના–શાલિભદ્રજીને, શ્રી બાહુબલીજીને, શ્રી અભયકુમારને અને શ્રી કયવન્ના શેઠને શા માટે યાદ કરવામાં આવે છે? વિચાર કર્યો છે કે? કેવળ દુન્યવી ઋદ્ધિ–સિદ્ધિને માટે જ જો શ્રી ધન્નાજીને કે શ્રી શાલિભદ્રજી આદિને યાદ કરવાના હોય, તો પછી મમ્મણ જેવાને પણ યાદ કરવામાં વાંધો શો છે? એની પાસે પણ ઘણી ઋદ્ધિ હતી. આમ છતાં એ વિચારો કે–

મમ્મણ જેવા ઋદ્ધિવાનને કેમ યાદ કરતા નથી? શા સારૂ શ્રી ધન્નાજીને અને શ્રી શાલિભદ્રજી આદિને આ માંગલિક દિવસોમાં યાદ કરવામાં આવે છે?

**[ અત્રે પૂ. મુનિરાજશ્રીએ મમ્મણ શેઠના અર્થની અતિ લોલુપતાને લગતા પ્રસંગને વિસ્તારથી સમજાવ્યો હતો. ]**

ચક્રવર્તી પાસે ઋદ્ધિસિદ્ધિ અને સંપત્તિનો કોઈ પાર નથી હોતો. આપણે શાસ્ત્રોમાં વાંચીએ અને સાંભલીએ છીએ કે–ચક્રવર્તિને એક લાખ બાણું હજારનું અંતઃપુર, છન્નુ ક્રોડ પાયદલ અને છ ખંડનો વિશાલ સામ્રાજ્યવિસ્તાર હોય છે. આટલું છતાંયે આપણા પૂર્વજો કે વડિલોએ, ચોપડાપૂજનને દિવસે લાલ કુંકુમ અક્ષરોથી એમાંના કોઈ સંપત્તિવાનોને યાદ ન કર્યા અને શ્રી ધન્નાજી અને શ્રી શાલિભદ્રજી જેવાને યાદ કર્યા, તો તેનો હેતુ શો ?

કારણુ સ્પષ્ટ છે. શ્રી ધન્નાજી અને શ્રી શાલિભદ્રજી સાચા ધનવાન હતા; ભોગોના વાસ્તવિક ભોક્તા હતા; પુણ્યના સાચા માલીક હતા. એટલી એટલી સામગ્રી ભોગવતા પણ તેઓમાં એવી તો અનુપમ વિરાગ–ભાવના જડાઈ ગઈ હતી કે–અવસર સાંપડતાં જ તેઓ અભરે ઉભરાતા ભંડારોને ઠોકરે મારીને ચાલતા થયા. દીવાળીપર્વના અણમોલ અવસરે એ પુણ્યાત્માઓને યાદ કરનારાઓએ, એટલા જ માટે એમને યાદ કરવાના હોય કે–એમની પુનિત સ્મૃતિથી આપણે પણ કદાચ ધર્મની આરાધનાના યોગે પુણ્યના ઉદયથી લક્ષ્મીવાન બનવાનો અવસર આવે, તો પણ તે મહાન પુરૂષોની જેમ અવસર સાંપડતાં, સઘળી જ ઋદ્ધિસિદ્ધિને ક્ષણવારમાં ઠોકરે મારવા આપણાથી સમર્થ બની શકાય. સાચો મર્દ તો એ છે કે–જે સંસારનો ત્યાગ કરીને અખંડ સંયમની ઉપાસના કરે. એ શકય ન હોય ને સંસારમાં રહે તોય ધનસંપત્તિ આદિને મેળવવાની ખોટી મુંઝવણમાં ન પડે. સ્વધર્મને ચૂકયા વિના પરિશ્રમ કરતાં પૂર્વ પુણ્યોદયે મળે તે મેળવે, મળેલાને ભોગ-

વતાં લેશ પણ ઉન્માદને વશ ન બને અને છોડવા માટે સદા અભિલાષી રહી છોડવાના અવસરે મુંઝવણ વિના છોડે, એ પણ સાચો મર્દ જ ગણાય. ભોગવટાના સમયે પણ પામર ન બને અને વિખૂટા પડવાના સમયે પણ ધીરતા જાળવે, તેજ સાચો ભોગી અને સાચો ત્યાગી બની શકે. મેળવવાની મુંઝવણ નહિ, ભોગવવાની લાલસા નહિ અને અવસરે મર્દાનગીથી લાત મારવાની તૈયારી જ માણસને જગદ્‌વંદનીય બનાવી શકે છે.

## માલીક થવું છે કે ગુલામ રહેવું છે?

**શ્રી ધનાજી અને શ્રી શાલીભદ્રજી** ઋદ્ધિના ગુલામ નહોતા; ઋદ્ધિ તેમની ગુલામ હતી. ઋદ્ધિની પૂંઠે એ ભમતા નહોતા; ઋદ્ધિ એમની પૂંઠે ભમતી હતી. શ્રી ધનાજીને તજવા છતાં અકસ્માત ધનપ્રાપ્તિ થતી અને શ્રી શાલિભદ્રજીને દૈવી સામગ્રી મળતી. બેમાંથી એકેય ઋદ્ધિ મેળવવામાં કે ભોગવવામાં પાગલ નથી બન્યા અને એ માટે જ તેઓ પુણ્યશાલી કહેવાયા છે. જ્યારે મમ્મણ લક્ષ્મીનો ગુલામ હતો, એટલે આજે એનું નામ યાદ આવતાં આપણે એને "બીચારો" કહીને ઓલખીએ છીએ. બીચારાએ જીવનપર્યંત લક્ષ્મીને સાચવ્યા કરી. ધનની એને કાંઈ જ ન્યૂનતા નહિ હતી, છતાંયે ન તો એણે લક્ષ્મીનો સત્પાત્રમાં ઉપયોગ કર્યો કે ન તો એ ઉપભોગ કરી શક્યો. લક્ષ્મીની ઘેલછા અને લાલસામાં મરીને એ નરકે ગયો. તમારે માલીક બનવું છે કે ગુલામ? માલીક તે બની શકે છે, કે જે આત્મગુણો રૂપ લક્ષ્મીને ભૂલતો નથી. એ સિવાયના લક્ષ્મીસંપન્નો એ લક્ષ્મીના માલીક નથી, પણ ગુલામ છે: માટે તે જડલક્ષ્મીનું પૂજન કરવાનું હોય નહિ.

જિનનો–વીતરાગનો અનુયાયી ગણાતો જૈનસમાજ, એવી તુચ્છ અને ચંચલ જડલક્ષ્મીની પૂજનામાં માને કેમ ? જૈનસમાજે તો આવા પર્વદિવસોમાં ચૈતન્યસ્વરૂપ આત્માના જ્ઞાન–દર્શન આદિ ગુણોની લક્ષ્મીનું જ વિશિષ્ટ પ્રકારે પૂજન કરવાનું હોય. ગુણી આત્માઓના ગુણને જોઇને પ્રમોદપૂર્વક, એ ગુણધનનો પૂજક, યોગ્ય સ્થાને રહેલા ગુણવાનોના ગુણોની અનુમોદના–પ્રશંસા કરે, પોતાના જીવનમાં એ ગુણોને ઉતારવા યથાશક્તિ પ્રયત્ન કરે. એ જ રીતિએ સમાનગુણિઓ પ્રત્યે પણ એકસરખો આદરભાવ રાખે અને અલ્પગુણિઓ પ્રત્યે પણ કરૂણાભાવનો અખંડિત ઝરો વહેતો રાખે : તેમજ અપ્રતિકાર્ય દોષોથી દોષિત આત્માઓ પ્રત્યે મધ્યસ્થવૃત્તિ રાખે.

વર્ષ દરમ્યાનની ગુણપૂજાનું, ગુણિના ગુણની સ્તવનાનું, દીવાલીના દિવસોમાં સરવૈયું કાઢવા માટેની તૈયારીમાં અને આગામી વર્ષને અંગે પણ તેવી તૈયારીઓ કરવામાં જ સાચી ધનપૂજા રહેલી છે.

સોના–ચાંદીની ધાતુને દૂધે ધોવાથી શું આત્માની ગુણલક્ષ્મી પ્રગટશે ? તેને માટે તો આત્માને ધોવાની જરૂર છે. આત્મામાં ખૂબ મલ ભરાયો છે. તે મલ અમૂક અંશે સાફ થયા વિના તો જડલક્ષ્મી પણ પ્રાપ્ત થતી નથી.

આત્મામાં ધીખી રહેલો અર્થ અને કામની કારમી લાલસાનો પ્રચંડ અગ્નિ જ્યાં સુધી શમશે નહિ, ત્યાં સુધી આત્મા સ્વાધીન થશે નહિ અને ત્યાં સુધી આત્માની શુદ્ધિ થશે નહિ. આત્માની સાચી શુદ્ધિ થતાં જ, બાહ્ય અને આભ્યન્તર લક્ષ્મી આપમેલે દોડતી આવશે.

આત્મશક્તિની આગળ આ પૌદ્ગલિક શક્તિની કિંમત પણ શી છે? પૌદ્ગલિક શક્તિઓ આત્મશક્તિની પૂંઠે વિદ્યુદ્-વેગે દોડતી આવે છે: કારણ કે—આત્મશક્તિમાં અદ્ભુત આકર્ષણ રહેલું છે.

એટલે જો જીવનમાંથી અર્થ અને કામની લાલસાઓ દેશવટો લે, તો ઋદ્ધિસિદ્ધિ અને સંપત્તિ ક્યાં દૂર રહે છે? વાત એ છે કે—લાલસાને હંમેશને માટે નાશ કરનારી અને મોક્ષપદને મેળવી આપનારી પ્રવૃત્તિઓ જો આરંભવામાં આવે, તો એ પ્રવૃત્તિઓનું ધ્યેય જ્યાં સુધી સંપૂર્ણપણે ફલીભૂત ન થાય, ત્યાં સુધી પણ ધર્મી આત્માઓને જગતમાં સર્વત્ર અનુકૂલ સુખસામગ્રીઓ મલી રહે છે.

## નમાલી અને દીન માગણીઓ

**આજે મહાપુરૂષોના નામે,** આવા પર્વદિવસોમાં, ચોપડાપૂજનના પ્રસંગે અત્યન્ત નમાલી અને દીનતા ભરેલી માગણીઓ કરવામાં આવે છે અને એ મહાપુરૂષોને યાદ કરવા દ્વારા સિદ્ધ કરવાના ધ્યેયને ભૂલાય છે: કારણ? એનું કારણ કેવલ અર્થકામની પાશવી લાલસા જ છે. ખરેખર, એ લાલસા, એ જ સઘળીએ આપત્તિઓનું મૂલ ઉદ્ગમસ્થાન છે.

શ્રી અભયકુમારની બુદ્ધિની માગણી કરવામાં આવે છે, પણ તેઓની બુદ્ધિ કયા માર્ગમાં ઉપયોગી બની એ વિચારવાનું છે. આજે બુદ્ધિ નથી એવું નથી, પણ પૂર્વના પુણ્યોદયે આજે જે થોડી—ઘણી પણ બુદ્ધિ મળી છે, તે બહુલતયા જગતને શ્રાપ રૂપ નિવડી છે. કહેવું જોઇએ કે—અર્થ અને કામની આસક્તિના યોગે આજના બુદ્ધિવાદના યુગે જગતને

નાશની ખાઈમાં ધકેલી દીધું છે. આજની બુદ્ધિ અને આજનું વિજ્ઞાન માનવસમાજનો કારમો સંહાર કરી રહેલ છે.

આધુનિક વિજ્ઞાનના યોગે આજે આકાશમાં ઉડનારાઓને, મહાસાગરના પાતાલ પાણીમાં પેસનારાઓને અને ધરતી ઉપર વિદ્યુદ્વેગે દોડનારાઓને પણ શાન્તિ ક્યાં છે ? જે જ્ઞાન અને જે બુદ્ધિ માનવીને દેવ જેવા બનાવી શકવાનું સામર્થ્ય ધરાવે છે, તે જ બુદ્ધિએ લાલસાના યોગે, આજે માનવસમાજને દાનવસમાજ જેવો બનાવી મૂકયો છે. સ્વાર્થ માટે આજે એક માનવ બીજા માનવને ભરખી લેવાને તલપાપડ બન્યો છે.

ચાર ચાર બુદ્ધિના નિધાન શ્રી અભયકુમાર મંત્રીશ્વરની બુદ્ધિ તો જગતને આશિર્વાદ રૂપ નિવડી હતી; સ્વ અને પરને કલ્યાણમાર્ગની પ્રેરણા પાનારી બની હતી. એ મહાપુરૂષની ધર્મભાવનાથી રંગાયેલી બુદ્ધિએ–શ્રી વીતરાગ પરમાત્માના અહિંસા, સંયમ અને તપના તાણાવાણાથી વણાએલી એ બુદ્ધિએ, જગતને સાચી શાન્તિની નવાજેશ કરી હતી, માટે આપણે કેવળ બુદ્ધિને નથી માગતા, પણ તે મહાપુરૂષ અભયકુમારની જેમ જીવન ઉજાલનાર, શ્રી વીતરાગધર્મની આરાધનામાં સહાય કરનાર બુદ્ધિનો પ્રકાશ માગીએ છીએ, કે જેથી અર્થ અને કામને લાત મારીને, કેવળ મોક્ષપુરૂષાર્થની પારમાર્થિક સાધના કરી શકાય.

તેવી જ રીતિએ શ્રી બાહુબલજીના બલને અને શ્રી કયવન્ના શેઠના સૌભાગ્યને દીવાલીપર્વના દિવસોમાં યાદ કરવાનો હેતુ કયો હોવો જોઈએ, એ વિચારો. એ મહાપુરૂષોને એ પૌદ્-

ગલિક સામગ્રીઓની અનુકૂલતા શાથી મલી હતી? અને એ મહાપુરૂષોએ એનો ઉપયોગ કયી રીતિએ કર્યો હતો ?—એ બન્ને વિચારણા જો શ્રી વીતરાગ પરમાત્માની આજ્ઞાપૂર્વક, નિખાલસ હૃદયથી કરવામાં આવે, તો આવા પર્વદિવસોમાં તે મહાપુરૂષોની કરવામાં આવતી પૂનિત સ્મૃતિ સફલ બને.

## ભાવદીપકની પૂજા એ સાચું દીપપૂજન

**દીપોની પૂજા**, એ દીવાલીપર્વનું ત્રીજું કર્ત્તવ્ય ગણાય છે. સાચે જ, દીપાલીપર્વ એ પૂજાનું પર્વ છે. દીપપૂજા એટલે સળગતાં કોડિયાં અગર તો ભભુકતી વીજલીની રોશની કરવાની પૂજા નહિ જ. આ દીપપૂજા એ રીતિયે પાશવી નહિ પણ માનવતાથી ખૂબ ઉંચી અને દૈવી છે. એ લાઈટોની રોશની ક્ષણિક છે, સંહારક છે અને વાસ્તવિક પ્રકાશથી દૂર છે. કેવલ એવી સંહારક દીપપૂજા આવા પર્વદિવસોમાં વીતરાગના અનુયાયીઓને શોભતી નથી. દ્રવ્ય દીપપૂજા પણ ભાવ દીપ-પૂજાની દ્યોતક હોવી જોઇએ અને તો જ એ શોભે.

દીપકની પૂજા એટલે ભાવદીપકની પૂજા છે. શ્રદ્ધાના તેલથી, સંયમશીલતા અને ઉદારતાની વાટથી, એ દીપકને અખંડિત રીતિએ પ્રકાશિત રાખવાને અપ્રમત્તતાપૂર્વક સાવધ રહેવું તે જ દીપપૂજા છે. આ ભાવદીપકનો પ્રકાશ જીવનમાં સાચું માર્ગદર્શન કરાવશે. આ રોશની ક્ષણિક નથી, કિન્તુ ચિરંજીવ છે. પ્રબળ વાયુ સમા અશ્રદ્ધા અને જડ વાતાવરણના પ્રત્યાઘાતો સામે આ જ્યોતિ અખંડ રહે તેમ છે.

દીપક અન્ધકારનો વિનાશક છે. દ્રવ્યદીપક બહારના અન્ધારાને ટાળે છે અને ભાવદીપક અન્તરના અન્ધારાને ટાળે

છે. અન્તરનું અન્ધારૂં ટળ્યા વિના બહારનો પ્રકાશ તો આદમીને પાપપ્રેરક બને છે. અન્તરનું અન્ધારૂં ટળે તો જ બહારનો પ્રકાશ આદમીને ઉન્નત બનાવે. ભાવદીપકની અવગણુના, એ તો સાચી ઉન્નત દશાની અવગણુના છે. આમ છતાં, આજે દ્રવ્યદીપકોમાં રાચનારા અને ભાવદીપકના પ્રકાશને રૂંધનારા ડગલે ને પગલે મળી આવે છે. અન્તરમાં ભાવદીપકને સ્થાપો અને ભાવદીપક તમને વિશ્વના પદાર્થોનું યથાર્થ સ્વરૂપે દર્શન કરાવે. એ દર્શન વિરાગ ઉત્પન્ન કરશે અને આત્મધર્મની આરાધનામાં વેગ આપશે.

મનઃશુદ્ધિ સદાચારોને સર્જવા મથે છે. મનઃશુદ્ધિને પામેલો બાહ્ય આચારોને પણુ સુવિશુદ્ધ બનાવવા મથે છે. બાહ્ય આચારોની શુદ્ધતાથી બેદરકાર માણુસ, વસ્તુતઃ, આન્તરશુદ્ધિને પામ્યો જ નથી. સદ્‌વિચારો સદાચારના સર્જક ન બને, એ બને જ નહિ. સદાચારી ન બનાતું હોય, તોય સદ્‌વિચારશીલને તેનું દુઃખ અવશ્ય હોય.

આજે આથી વિપરીત દશા જ જોવાય છે. વિચારોમાં વાયડાપણું અને એથી સદાચારોમાં મીડું. આજે એવું પણુ કહેવાય છે કે—સારા વિચારોની સાથે સારા આચારો પણુ હોવા જોઇએ, એવો આગ્રહ શા માટે? જેને જે રીતિએ ફાવે તે રીતિએ તે આચરણુ કરી શકે છે. ભાવના જો નિર્મલ છે, તો ગમે તે રીતિનું વર્તન ચાલી શકે છે. “મન ચંગા તો કથરોટમેં ગંગા.”

સામાન્ય રીતિએ આવી વાતો કેટલીએ વેલા ગુંચવણો ઉભી કરે છે અને પ્રાયઃ મનુષ્યની મનઃશુદ્ધિનું માપ કાઢવાને જનસમાજ અસમર્થ હોવાથી, મનઃશુદ્ધિના નામે સ્વેચ્છાચાર

અને અસંયમનાં દ્વારો ખૂલ્લાં જ રહેવા પામે છે. એથી અપવિત્ર એવા દંભી આત્માઓ પણ આજે ગમે તેવાં આચરણો કરવા છતાં પવિત્ર પુરૂષો તરીકે પોતાની જાતને ઓળખાવી શકે છે.

## વિચાર સાથે આચારનો અતૂટ સંબંધ

**જ્યારે બાહ્ય આચારો** કેવલ નકામા જ મનાય, ત્યારે એનું અનિષ્ટ પરિણામ એ આવે છે કે–કોઈ પણ જાતિના બાહ્ય વ્યવહારોથી કોઇની પણ સાચી ઓળખ થઈ શકતી નથી : એટલે કહેવું જોઈએ કે–આંતરિક પવિત્રતાને કે અપવિત્રતાને, આચાર સાથે જો બીલકુલ સમ્બન્ધ જ ન હોય, તો જગતનો કોઈ પણ વ્યવહાર ચાલી શકે નહિ.

ધર્મવિમુખ બનીને "મન ચંગા તો કથરોટમેં ગંગા" એવું બોલનારાઓ, માત્ર ધર્મવ્યવહારોમાં જ અનિષ્ટ વાતાવરણ સરજીને, અસંયમ અને અનાચારને પોષવાની બુરી નેમ ધરાવે છે. બાકી જગતના અન્ય દરેક પ્રકારના વ્યવહારોમાં, જ્યાં કેવલ આંતરિક સ્થિતિને જ જોવાનું હોતું નથી, ત્યાં તો અમૂક પ્રકારના વિચારોની સાથે સુસંગત અમૂક આચારો રાખવા જ જોઇએ, તેવી સામાન્ય પ્રથા સ્વીકારાએલી છે.

**[અત્રે પૂ. મુનિરાજશ્રીએ 'મન ચંગા'વાલા કેવલ આન્તરશુદ્ધિનેજ સ્વીકારીને બાહ્ય શુદ્ધિનો વિરોધ કરનાર દંભી સંન્યાસીનું રમુજી દૃષ્ટાન્ત સમજાવ્યું હતું અને વિચારમાં રહેલી નિર્મલતાને ટકાવવાને સારૂ આવશ્યક બાહ્ય શુદ્ધિ ઉપર ખાસ ભાર મૂક્યો હતો.]**

જો 'મન ચંગા'ના જ મતને માનવામાં આવે, તો ભરબજારમાં અમૂક માણસની મૂલ્યવાન વસ્તુને લુંટીને ચાલ્યો

જતો ચોર પકડવા આવનારાઓને કહી શકશે કે–" મને શા સારૂ પકડો છો ? હું તો નિર્દોષ છું. ભલા માણસો ! તમે મારા મનને તો જૂઓ. એ તો તદ્દન પવિત્ર અને શુદ્ધ છે." એટલે જગતના પ્રત્યેક વ્યવહારોમાં પ્રમાણિક અને અપ્રમાણિક, શાહુકાર અને દીવાલિયો, સાધુ કે શયતાન વિગેરે વિગેરેની સાચી ઓલખ થવી અશક્ય બનશે : માટે ભાવના–વિચારની નિર્મળતાને સારૂ આચાર એ જરૂરી સાધન છે, એમાં બે મત હોઈ શકે જ નહિ.

બાહ્ય પ્રવૃત્તિઓ અને આન્તરિક સ્થિતિ વચ્ચે કાંઈ જ સંબંધ નથી, એમ કહેવું એ પોતાના અસ્તિત્વનો ઇનકાર કરવા જેવું કથન છે. આપણે જોઈ શકીએ છીએ કે–બાહ્ય અનુકૂળતા યા પ્રતિકૂળતાનું આકર્ષણ એટલું જબ્બર રહે છે કે–શીઘ્રતાથી તે પોતાની બાજુએ આન્તરિક સ્થિતિને ખેંચી લે છે, માટે વિચારની પવિત્રતાને–ભાવનાની શુદ્ધિને ટકાવી રાખવાને માટે આચારોમાં શુદ્ધિ અને જ્ઞાનીપુરૂષોની આજ્ઞા મુજબનો સંયમ કેળવવાને મથવું એ પરમ આવશ્યક છે.

## આરાધક આત્માઓની દીવાળી

**દીપાવલી મહાપર્વના** દિવસોમાં દીપમાળાનું પૂજન, એ ભડભડ સળગતી રોશનીના નાશકારક દીવાઓનું પૂજન નહિ, પણ મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય ભાવનાઓની જનની શ્રદ્ધાના તેલથી અને આચાર–દાન, શીલ, તપની ત્રિવિધ વાટથી સદૈવ પ્રજ્વલિત રાખનારી દીપમાલની પૂજા છે. આવા પ્રકાશવન્ત દીપકોનો પ્રકાશ શાશ્વત અને ચિરસ્થાયી રહેનાર છે. સ્હેજ પણ મંદ થઇ શકે નહિ અને બુઝાઇ પણ જાય

નહિ, એની કાળજી રાખશો, તો એ પ્રકાશ આત્માના વાસ્તવિક હિતને માટેનું માર્ગદર્શન આપી શકશે.

આજે આપણો ભાવદીપક સળગતો નથી : એનો પ્રકાશ આપણે માટે આજે શોધ્યો જડતો નથી : કારણ કે–શ્રદ્ધાનું તેલ એ દીપકમાંથી ખૂટી ગયું છે. આચારો રુપી વાટ વિનાનો એ દીવડો આજે આપણા ધર્મજીવનને ઉજાલવાને અસમર્થ બન્યો છે. એ તેલ ને એ વાટ આજે શોધવાનાં છે.

દીપાવલી મહાપર્વ અંગેના આપણા આ કર્તવ્યધર્મના પાલનમાં આપણે જો આજથી જ પ્રયત્ન કરતા થઈ જઈએ, તો આવા પર્વદિવસો આપણા જીવનને ઉન્નતિને પંથે વેગ આપવામાં ખૂબ જ સહાયભૂત નિવડે. એમ કરવામાં જ પર્વ-દિવસોની સાચી આરાધના રહેલી છે.

દીપાવલી મહાપર્વની સાથે જૈન સમાજને આ પ્રકારનો અંગત સમ્બન્ધ હોવાથી, દરેક જૈને આ પર્વને પોતાનો આત્મ-નિસ્તાર સધાય એ રીતિએજ આરાધવાને માટે તત્પર બનવું જોઈએ. દીવાળીપર્વના દિવસોમાં જો આ પ્રકારનું શારદાપૂજન, લક્ષ્મીપૂજન અને દીપપૂજન થશે, તો વાસ્તવિક સુખ આ દીપાવલીપર્વની આરાધના કરનારા આરાધક–ભાવવાળા આરાધક આત્માઓને માટે દૂર નથી. એવી આરાધના કરનાર આરાધક આત્માઓને માટે સદાકાળ દીવાળી જ રહે છે.



# દીપોત્સવીનું ગણણું

વર્તમાન શાસનના સંસ્થાપક ચરમ તીર્થપતિ ભગવા શ્રી મહાવીરદેવના નિર્વાણ–કલ્યાણક નિમિત્તે તેમજ એ ના કના પ્રથમ ગણધરદેવ સર્વલબ્ધિનિધાન શ્રી ગૌતમસ્વામિ મહારાજાની કેવલજ્ઞાન-પ્રાપ્તિ નિમિત્તે દીપોત્સવીની રાત્રિ જે ગણણું ગણાય છે, તે નીચે જણાવ્યા મુજબનું છે:--

રાત્રિના પ્રથમ પહોરે—

" श्रीमहावीरस्वामिसर्वज्ञाय नमः । "

દરેક મણકે આ મુજબ ગણવા સાથે એકસો આઠ મણકાની કુલ વીસ નવકારવાળી ગણવી.

મધ્ય રાત્રિએ—

" श्रीमहावीरस्वामिपारंगताय नमः । "

દરેક મણકે આ મુજબ ગણવા સાથે એકસો આઠ મણકાની કુલ વીસ નવકારવાળી ગણવી.

પરોઢીએ—

" श्रीगौतमस्वामिसर्वज्ञाय नमः । "

દરેક મણકે આ મુજબ ગણવા સાથે એકસો આઠ મણકાની કુલ વીસ નવકારવાળી ગણવી.